# જીવન.


સંયોજક: પ્રકાશક:

શ્રીયુત રેવાશંકર નાગેશ્વર અધ્યાપક.

ઉત્પાદક ભૃગુપુર ઋષિનિવાસ આશ્રમ.

ભરૂચ.



સંવત ૧૯ ૫. અષાડી પૂર્ણિમા

પ્રત ૧૦૦૦. આવૃત્તિ ૧ લી.

અમદાવાદ-ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટિંગ પ્રેસમાં,
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું

કીંમત ૦ ૧-૦.

## રાગ ભીમપલાસ.

ગુર્જરભુમિ નર્મદા તીરે ભૃગુપુર આશ્રમ આજે
વિજયના જસ ડંકા વાગે
ભાગ્યશાળી નરવર જાગે—ગુર્જરભુમિ.

બ્રાહ્મિ મુહુર્તમાં સ્વર્ગભુવન સમ વેદધ્વની ગાજે
સ્નાન ધ્યાન સંધ્યા તપ અર્ચન બ્રહ્મચારી રાજે
કામધેનુ આશ્રમ લાગે
ભારતીનું ભાવી ભાખે—ગુર્જરભુમિ.

વ્યોમ ધરાજળ તેજ સમીર તન એક સમુહ લાગે
વેદશાસ્ત્ર સંપન્ન સનાતન ધર્મ વીરો જાગે
દેવ ગાન્ધર્વ ગાન રાગે
દિવ્ય ભારત મંગળ માગે—ગુર્જરભુમિ.

અંધકાર અજ્ઞાન નસાડી જ્ઞાન જ્યોતિ જાગે
આત્મ બળે અનુપમ શિક્ષણથી નાદબ્રહ્મ જાગે
ષડ્‌રીપુ જીવ લઈ ભાગે
આત્મ જ્યોતિ ઝળહળ જાગે—ગુર્જરભુમિ.

---

## રાગ માલકોશ.

ગોપીજન વલ્લભ ગિરધારી, મોરલીધર માધવ મોરારી.
પરદુઃખભંજન પરહિતકારી ભગવંત ભજો ભવભયહારી.
કરૂણાસાગર કરલે ધારી જય જય બોલો સહુ નરનારી.

---

## રાગ ભીમપલાસ.

પરમારથમાં પગલાં ભરજે
નિજ જીવનમાં કંઈ આચરજે—પરમારથમાં

તનમનધનથી સત્કર્મ કરીને
ધ્યાન પ્રભુનું તું ધરજે—પરમારથમાં.

સત્ય ક્ષમાના મંત્ર પઢી
સંતોષ દયા ધારણ કરજે
ન્યાય નિતિ નૌકા નિજતનથી
તું ભવસાગરને તરજે—પરમારથમાં.

દાન દિશા દિલથી બદલી
સદ્‌વિદ્યા દાન સદા કરજે
કાંઈ દીન જનોનાં દુઃખ હરજે
ને બ્રહ્મચર્ય પાલન કરજે—પરમારથમાં.

---

## ભજનની ધૂન

ભજ ગોવિંદં, ભજગોવિંદં,
ભજગોવિંદં ભજ મૂઢ મતે.

---

પરમાત્મને નમઃ હરિઃ ૐ તત્સત્ (૨)

અંધા અતિ વિષયના ગંદા ગમાર ગજવત્
અંકુશ હાથ લાગ્યું હરિઃ ૐ તત્સત્ —પરમાત્મને

ધર્મ ધરા ધ્રૂજે ને નામ માત્ર નશવત્
છે જ્ઞાન દાન સાચું હરિઃ ૐ તત્સત્ —પરમાત્મને

ગુરૂ ગમેથી જાણ્યું જણાય જગત જળવત્
નૌકા તણું સુકાની હરિઃ ૐ તત્સત —પરમાત્મને

જાયા જવાની જરમાં જન કંઈ જણાય જડવત્
આંખો ઉઘાડી જોતાં હરિઃ ૐ તત્સત —પરમાત્મને

વર્ણાશ્રમે વિચારો તો એક એ પરમ સત્
છે બ્રહ્મચર્ય સાચું હરિઃ ૐ તત્સત —પરમાત્મને

---

## ભજન ધુન.

રઘુપતિ રામ રામ રામ સમરો સુંદીર શ્રી ઘનશ્યામ,
તજીને કામ દામ ધામ સમરો અંતરના આરામ.
રામનામ ભવસાગર તારણુ મોક્ષ ગતિનું ધામ,
વેદ શાસ્ત્રનો સાર સમજતાં માન તજી સૌ કામ.

---

## રાગ—વાગીશ્વરી—ગઝલ.

ચહો ઉદ્ધાર ભારતનો સુતા શું સોડ તાણીને
ઉઠો જાગો જુઓ ઝબકી તમારો ધર્મ જાણીને.

દિશા શિક્ષણ તણી બદલી બનાવો દેવ બાળકને
નિતિ સદ્ધર્મ શિક્ષણમાં તમારો ધર્મ જાણીને —ચહો

નિશાળો નામની રહી ગઇ કોલેજોમાં કર્યું શું જઇ
બનાવો બ્રહ્મચારીઓ તમારો ધર્મ જાણીને —ચહો

થયા મેટ્રીક બીએ એમ એ શરીર જ્યાં હાડ પીંજરીયાં
જુઓ શિક્ષણ કર્યું સાચું તમારો ધર્મ જાણીને —ચહો

પડયા પાછા બધીવાતે જુઓ શા હાલ હિંદુના
ઉઘાડી આંખ સમજી લ્યો તમારો ધર્મ જાણીને —ચહો

સુધારો માર્ગ બગડેલો હજી છે હાથમાં બાજી
ઋષિ આશ્રમ ભૂખ્યા સંતાન તમારો ધર્મ જાણીને —ચહો

---

## ભજનની ધુન

ગોપાળ ગોપીનાથ શ્રી ગોવિંદ બોલજો.
ગિરધારી ગર્વહારિ શ્રી ગોવિંદ બોલજો.
વાસના વિસારી વૈરાગ્યને વધારી.
કુડાં તજી સૌ કાજ શ્રી ગોવિંદ બોલજો.

---

## ઉંહું

જનમી જગતમાં બાળ રૂવે છે કોલકરારો કર્યા તે ઉંહું
ખેલત ખોયું બાલપણું સહુ હરિ ભજો તો કહે કે ઉંહું
સ્વાર્થ અને પરમારથના માર્ગો પૂછ્યું કે બેમાં ગમે શું તમને
સ્વાર્થ તજી પરમાર્થ સાધીને હરિ ભજોતો કહે કે ઉંહું
અજ્ઞાનીને જ્ઞાની હઠીલા વાદવિવાદે ચઢયા રસીલા
સમજાવી જ્ઞાનીએ કહ્યું કે હરિ ભજો તો કહે કે ઉંહું
જર જોબનને જાયાને જોરે કાયાનું દેવળ કાળું કર્યું
વેદ પુરાણો કહે પોકારી હરિ ભજો તો કહે કે ઉંહું
વૃદ્ધ વયે વસમી વાટો વળી પુત્ર કલત્રે પડયો ફસાઇ
જ્ઞાન વિરાગનો સંગ સજીને હરિ ભજો તો કહે કે ઉંહું
દાન દિશા બદલીને તમારી રૂઢીની બેડીને તોડી નાંખો
બ્રહ્મચારી બળવીર બનાવી હરિભજો તો કહે કે ઉંહું

---

## રાગ કાલિંગડો

મોરલી ધર મુકુંદ મોરારી ગિરીવર નટવર ગિરધારી
સાંવરી સુરત પ્યારી બીજયંતી ગલેધારી મુરતી નિહાળી.
ભાન ભુલી બ્રીજનારી હું તો વળીવળી જાઉં બલીહારી—મોરલીધર
મયુર મુકુટધારી પિતાંબર અતિભારી કાનનકુંડલધારી
છબી મનોહારી જોઇ જોઇ ગઇ શુધ બુધ મારી —મોરલીધર

## રાગ ભૈરવી—દાદરો.

દિવ્ય જ્યોત જાગી તમ જ્યોતિને જગાડજો
ભક્તિ ભાવ ધારી તમ ભક્તને જગાડજો.
દેહભૂત માંહી દેવ રૂપને મનાવજો
તેજમાંહી તત્વ બની તેજમાં સમાવજો.
આત્મ તત્ત્વ જાગી તમ આત્મને જણાવજો —દિવ્ય

ઘન પ્રવાહી વાયુમાં રૂપાંતરો નિહાળજો
શુન્યમાંહી શબ્દ બની શુન્યમાં વસાવજો
અલક્ષ લક્ષ લાગ્યું સુલક્ષીને લગાડજો —દિવ્ય

બીજથી બનાવી દેહ બીજમાં ફળાવજો
બ્રહ્મરૂપમાંહી બ્રહ્મનાદને ગજાવજો
નરદેહને દીપાવી તમ ધર્મને દીપાવજો —દિવ્ય

વેદ અહં બ્રહ્મ અસ્મિ તત્ત્વમસિ માનજો
સર્વં બ્રહ્મ ખલવિદં સમૂહમાં સ્વીકારજો
મૂર્ત્તિ એક માની નરનારને મનાવજો —દિવ્ય

---

## રાગ ખમાચ—દાદરો.

ગોવિંદ ગોપાળ ગોપીનાથ ગિરિરાજરે
ગર્વહારી ગદાધારી ગરીબના નિવાજરે.

---

શિક્ષણના સિદ્ધાંત સુધારો સમાજને સમજાવી
કલ્પવૃક્ષ સમ છોડ તનુજને શીદ નાખો કરમાવી
"મા, ભુ, પા,, ને બદલે ભણતા " મા, ચા, પા,, મલકાવી
ધુપ થાતા જ્યાં ધુમ્રપાનના શોળાને શરમાવી
વિનય નિતિને છેક ભુલીને, આત્મ પ્રશંસા મંત્ર ભણીને.
ભોળાને ભરમાવી એ....શિક્ષણના.

નવિન નિશાળો નવિન શિક્ષકો નવિન ચોપડી આવી
વિધાદાનની વિચિત્ર વાતો નવિન વર્ષમાં લાવી
કંઇક સુધારા ફીમાં કરીને પેઢી શરાફી હાથ ધરીને
પોષકને પ્રજળાવી એ....શિક્ષણના.

વાડી ગાડીને દા'ડી ગઇ તોએ પણ અક્કલ નાવી
પરિણામે પરતંત્ર બની પામરતા સૌમાં આવી
જાગી જુઓ સળગે દાવાનળ બાર વાગતાં બાકી રહી પળ
બાજી જુઓ પલટાવી એ....શિક્ષણના.

---

## રાગ ભિમપલાસ અગર ભૈરવી.

યદા યદાહિ ધર્મસ્ય ગ્લાનિ ર્ભવતિ ભારત
અભ્યુત્થાનમ ધર્મસ્ય તદાત્માનં સૃજામ્યહં
પરિત્રાણાય સાધુનાં વિનાશાય ચ દુષ્કૃતાં
ધર્મ સંસ્થાપનાર્થાય સંભવામિ યુગે યુગે.

---

મફત શિક્ષણ. મફત શિક્ષણ.

ગુજરાતનું આદર્શ આશ્રમ.

# ઋષિનિવાસ-ભરૂચ.

હિંદુ પ્રજાને સંદેશો—તમારાં વ્હાલાં બાળકોનું હિત ઇચ્છતા હોતો આશ્રમીય શિક્ષણ આપવા ચુકતા નહી.

ઋષિનિવાસમાં-ધાર્મિક, નૈતિક અને વ્યવહારિક શિક્ષણ અપાય છે.

ઋષિનિવાસમાં-જમાનાને જરૂરનાં હુન્નર ઉધોગોનું શિક્ષણ અપાય છે.

ઋષિનિવાસમાં-વ્યાયામની જુદા જુદા પ્રકારની તાલીમ આપી નિડર અને નિર્ભય બનાવી શકાય છે.

ઋષિનિવાસમાં-સંસ્કૃત, ગુજરાતી, અંગ્રેજી અને હિંદી ભાષાના જ્ઞાન સાથે ચારિત્ર્ય ઘડાય છે.

સરકારી અને ખાનગી સ્કુલોમાં ફી વધતી જાય છે અને ભણનારાઓની નજર નોકરી તરફ જ હોય છે એવા સમયમાં આશ્રમમાં ધર્મ, નિતિ, હુન્નર ઉધોગ વ્યાયામ અને સંગીત આદિનું મફત મળતું સુંદર શિક્ષણ શા માટે ગુમાવો છો ?

વધુ માહિતી માટે લખો—તાર અને પત્રવ્યવહાર માટે શરનામું.

મંત્રીજી—ઋષિનિવાસ-ભરૂચ.

# હરિકીર્તનકાર રેવાશંકર નાગેશ્વર અધ્યાપકનાં લખેલાં હિંદુસમાજને ઉપયોગી ઘરમાં રાખવા લાયક સચિત્ર પુસ્તકો.

| | રૂ. આ. પા. |
|---|---|
| કેસરી ભાગ ૧ લો. આવૃત્તિ ત્રીજી .... .... | ૨—૦—૦ |
| કેસરી ભાગ ૨ જો, ,, બીજી .... .... | ૨—૦—૦ |
| સુધરેલો સંસાર. ભાગ ૧ લો. .... .... .... | ૨—૦—૦ |
| મોક્ષમંદિર. ભાગ ૧ લો.... .... .... .... | ૨—૦—૦ |
| સ્વર્ગનો સાથી. આ બીજી. .... .... .... | ૨—૦—૦ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા. ગુજરાતી. .... .... .... | ૨—૦—૦ |
| ભારતભક્ષક રાક્ષસ. આ. ત્રીજી.... .... .... | ૦—૬—૦ |
| સ્વરાજ સિદ્ધિ. આ ચોથી. .... .... .... | ૦—૬—૦ |
| જ્ઞાતિસમાજ–સ્વરાજ્ય. આ. ત્રીજી. .... .... | ૦—૬—૦ |
| ભજનમાળા. આ. બીજી .... .... .... .... | ૦—૩—૦ |
| ઉપદેશ મંજરી. આ. ત્રીજી .... .... .... | ૦—૩—૦ |
| ભગવદ્ગીતા અધ્યાય ૩ જો. .... .... .... | ૦—૩—૦ |
| ભગવદ્ગીતા અધ્યાય ૨ જો. .... .... .... | ૦—૨—૦ |
| ભજનામૃત. આ. સાતમી ... .... .... .... | ૦—૨—૦ |
| ભજનામૃત. ભાગ ૨ જો.... .... .... .... | ૦—૨—૦ |
| વિવાહ વિચાર. આ. ત્રીજી .... .... .... | ૦—૨—૦ |
| માંસભક્ષી મહાત્મા. આ. ત્રીજી .... .... ... | ૦—૨—૦ |
| સનાતનધર્મનો ઘંટ. ... .... .... .... | ૦—૨—૦ |
| શુક-રંભા સંવાદ. આ. બીજી .... .... .... | ૦—૨—૦ |
| ઉપદેશ માળા આ. ત્રીજી. .... .... .... | ૦—૧—૦ |
| વૈશ્ય સંધ્યા. આ. બીજી.... .... .... .... | ૦—૨—૦ |
| જીવન .... .... .... .... .... .... | ૦—૧—૦ |

**ના. કઃ**—ઉપરનાં પુસ્તકો મેળાવડાઓમાં, સ્કૂલોમાં અને પ્રાંતમાં વહેંચવા સામટાં લેનારને ઓછી કિંમતે મળશે.

મળવાનાં ઠેકાણું:—**સમાજ સેવા કાર્યાલય. ભરૂચ.**

**પંડિત નારાયણ મૂળજી પુસ્તકાલય**

કાલબાદેવી રોડ, ઝવેરબાગ મુંબઈ—૨